
એબ લિંકન
એ કિશોર જેને
પુસ્તકો થી પ્રેમ હતો
કેય વિન્ટર્સ

# લેખક ની નોંધ

અબ્રાહમ લિંકન નો જન્મ 1809 માં નેન્સી અને થૉમસ લિંકન ને ત્યાં થયો. એની ઔપચારિક શિક્ષા એક વર્ષ થી પણ ઓછા સમય માટે થઈ. લિંકન ને એની માઁ એ વાંચવા માટે પ્રોત્સાહિત કર્યા. પણ જયારે એ નવ વર્ષ ના હતા, ત્યારે નેન્સી નું "મિલ્ક-સિકનેસ" નામની બીમારી થી મૃત્યુ થયું. આ બીમારી એ ગાયો ના દૂધ પીવાથી થાય છે જેઓએ ઝહેરીલી સફેદ સ્નેકરૂટ (સાપમૂળ) ખાધી હોય. એક વર્ષ પછી થૉમસ, એબ અને એની બહેન સારા માટે સાવકી માઁ લાવ્યા. એબ ખુશ થયા કેમકે એની નવી માઁ ચોપડીઓ સાથે આવી હતી! જયારે એ યુવાન થયા, તો એણે શબ્દો ની શક્તિ ને જાણી. એણે ભાષણ, વાદ-વિવાદ લખવામાં અને પ્રસ્તુતિકરણ ના અભ્યાસ માં કલાકો વિતાવ્યા.

1842 માં એણે મેરી ટોડ સાથે લગ્ન કર્યા, અને એમને ચાર છોકરા થયા - રોબર્ટ, એડી, વિલી અને ટેડ. એડી અને વિલી બચપણ માં જ મરી ગયા, જેનાથી લિંકન દંપતી બહુ દુઃખી થયા.

1847 માં એબે કોંગ્રેસ માં એનો બે વર્ષ નો કાર્યકાળ શરુ કર્યો. પછી એણે રાજનીતિ છોડી દીધી અને પોતાના કાનૂની વ્યવસાય પર ધ્યાન આપ્યું. પણ રાજ્ય માં ભાગલા પડયા હતા અને ગુલામી નો મુદ્દો ગરમ હતો. એટલે લિંકન ચૂપ ન રહી શક્યા. એ સેનેટ માટે ઉભા રહ્યા અને બે વાર હાર્યા, પણ એણે હાર ન માની. એમના શબ્દો ને ટાંકવામાં આવ્યા, એમના વિચારો ઉપર વાદવિવાદ થયા, એ રાષ્ટ્રીય સ્તર પર પ્રસિદ્ધ થયા.

1860 માં એને યુનાઇટેડ સ્ટેટસ ના સોળમા રાષ્ટ્રપતિ ચૂંટવામાં આવ્યા. એણે આપણા ઇતિહાસ ના એક અરાજક સમય - આંતરવિગ્રહ - દરમ્યાન, દેશ ની સેવા કરી. આ કાળા દિવસો માં એણે સંઘ ને બચાવવાના સંઘર્ષ નું નેતૃત્વ કર્યું. 1 જાન્યુઆરી, 1863 ના, એણે મુક્તિ ઉદઘોષણા કરી જેમાં ઘોષિત કરવામાં આવ્યું કે કોન્ફેડરેસી ના એ ક્ષેત્રો માં જ્યાં વિદ્રોહ હજી ચાલુ હતો ત્યાંના ગુલામ હવે સ્વતંત્ર હતા.



1864 માં લિંકન ફરી રાષ્ટ્રપતિ ચૂંટાયા, પણ 14 એપ્રિલ, 1865 ના જ્હોન વિલ્કીસ બુથે એને ફોર્ડ થીએટર માં ગોળી મારી દીધી. બીજે દિવસે લિંકન નું મૃત્યુ થયું. યુધ્ધ સચિવ એડવિન સ્ટેન્ટને કહ્યું, "હવે એ યુગો સાથે જોડાયેલા છે."

આજે લિંકન નો ચહેરો સિક્કાઓ ઉપર સ્મિત કરે છે. લિંકન મેમોરિયલ પર હજારો લોકો જાય છે. એમના શબ્દો દેશભક્તિ ના અવસરો પર સાંભળવા મળે છે. લિંકન ને લીધે આજે અમેરિકા, એક સંયુક્ત રાજ્ય છે જ્યાં કોઈ પણ નાગરિક કોઈ બીજા ને ગુલામ ન બનાવી શકે. અબ્રાહમ લિંકન નો પુસ્તક પ્રેમ, એના વિચારો અને શબ્દો આપણા રાષ્ટ્ર ને સ્વતંત્રતા ની રાહ પર લઈ ગયા. એ યાત્રા હજી ચાલુ છે.



કેંટકી ના જંગલો માં, 1809 માં એક છોકરા નો જન્મ થયો. એની માઁ એ એને અબ્રાહમ ના નામ થી બોલાવ્યો, અને એનું અંતિમ નામ લિંકન રાખ્યું. એની પથારી મકાઈ ના ભુસા થી બનેલી હતી. એના કપડાં રીંછ ની ખાલ માં થી બન્યા હતા. અને એની કેબિન વૃક્ષ ના લાકડા ના ઢીમચાં ની બનેલી હતી.

એબ એક-રૂમ વાળી કેબિન માં પહેલો શબ્દ બોલ્યો.

કઠણ માટી ના ફર્શ પર એણે પહેલું પગલું માંડયુ.

ઘર માં તાપણાંએ ઠંડી ભગાવી અને મકાઈ શેકી.



દરવાજા ખોલ-બંધ થયા ચામડા ના મિજાગરા પર.

એક નાની બારી માં થી એણે બહાર ની દુનિયા જોઈ.



જયારે એ બે વર્ષ નો હતો, ત્યારે એના પરિવારે થોડો સામાન પેક કર્યો અને એબ અને એની બહેન સારા ને નોબ-ક્રિક લઈ ગયા.

કમ્બરલેંડ માર્ગ એની નવી કેબિન પાસેતી જતો હતો. એબે સોદાગરો, ફેરીવાળા, અગ્રગામી લોકો ને જોયા, રાજનેતા, વેપારી અને ગુલામો ને રસ્તા પરથી પસાર થતા જોયા. જેમ-જેમ એબ મોટો થયો, તેમ-તેમ એણે યાત્રીઓ, રાહદારીઓ સાથે વાતચીત કરી. એણે એમની કહાણી સાંભળી - ક્યાંથી આવ્યા હતા અને ક્યાં જઈ રહ્યા હતા. એણે જોયું કે એમની દુનિયા એની પોતાની દુનિયા થી ઘણી વિશાળ હતી. એથી એબ ના વિચારો નો વિસ્તાર થયો. એના મનમાં નવા સવાલ ઉભા થયા. એણે નવા-નવા સપના જોવા શરુ કર્યા.

સ્કૂલ માં એણે એક થી દસ સુધી ગણતા શીખ્યું. એણે A થી Z સુધી ના અક્ષરો લાકડા ના કોલસા થી લખ્યા.



એણે અક્ષરો ને દિવસ-રાત, વારંવાર, સ્કૂલ માં અને ઘરે લખ્યા.





એણે અક્ષરો ને ધૂળ માં, બરફ ઉપર અને લાકડાના ઢીમચાં પર લખ્યા. અક્ષર એના મગજ માં જાદુ ના મંત્ર ની જેમ ચોંટી ગયા. એને ભણવાની બહુ રુચિ હતી.

એના માતા-પિતા ક્યારેય સ્કૂલ ગયા ન હતા. પણ જયારે સાંજ પડતી ત્યારે પૂરો પરિવાર તાપણાં પાસે બેસતો હતો. ત્યારે માઁ બાઇબલ ની વાર્તાઓ સંભળાવતી હતી જે એને મોઢે યાદ હતી. ત્યારે પિતાજી કિસ્સા-વાર્તાઓ અને વિનોદી ટૂચકા સંભળાવી એમને હસાવતા હતા.





જયારે એબ સાત વર્ષ નો થયો, ત્યારે પરિવારે ફરી સ્થળાંતર કર્યું. એક ડિસેમ્બર ની સવારે એમણે પોતાનો  નાનો-મોટો સામાન બે તાકાતવર ઘોડાઓ પર લાદયો.



એમણે ચાલી ને સો માઈલ નો પ્રવાસ કર્યો અને ઇન્ડિયાના પહોંચ્યા.



એમણે એક તરાપા પર સવાર થઈને ઓહિયો નદી પાર કરી. એબે ગીચ વન માં ઝાડ અને લતાઓ કાપી ને નવી પગદંડી બનાવવામાં પિતા ની મદદ કરી.

અંત માં તેઓ એ ભૂમિ પર પહોંચ્યા જેના પર એમનો દાવો હતો.

લિટલ-પિંજન ક્રીક પર કોઈ કેબીન એમની રાહ જોતી નહોતી. એમણે રહેવા માટે શાખાઓ, ડાળખાઓ, અને ઢીમચાં નો તંબુ બનાવ્યો. એમની જમીન ની એક બાજુ જંગલ હતું.

પરિવાર હંમેશા લાકડા ની ભારી તૈયાર રાખતો હતો. એ લગાતાર આગ સળગાવતા હતા જેથી જંગલ માં ફરતા જંગલી જાનવર ડરી જાય.

ત્યાં રીંછ ઘુરકાટ કરતા હતા, વરુ કિકિયારી કરતા હતા, દીપડા ચીસ પાડતા હતા, જેનાથી એબ કંપી ઉઠતો હતો. અંધારું એક બિહામણો સમય હતો.





પછી ત્યાંના વસાહતી આવ્યા અને એમણે લિંકન પરિવાર ને ઘર બનાવવામાં મદદ કરી. હવે એબ અને સારા પાસે પોતાનું માળિયું હતું.

એબ ને પોતાની સૂવાની જગ્યા પર ચઢવાનું પસંદ હતું પણ બરફ અને તેજ હવા કેબિન ની ચિરાડો માં થી ઘૂસીને એને બહુ સતાવતી હતી. બહાર નો સ્નો કેબિન ની અંદર આવીને દીવાલો ઉપર બરફ બની જતો હતો.



ફક્ત એક વાર એબે જંગલ માં એક ટર્કી ને ગોળી મારી. એ પછી એણે ફરી ક્યારેય શિકાર ન કર્યો. એણે સોગંદ ખાધા કે એ ફરી ક્યારેય કોઈ જીવિત વસ્તુ ને નહીં મારે.



જયારે એબ આઠ વર્ષ નો

થયો ત્યારે એણે ખેતી માટે

જમીન સાફ કરવામાં એના પિતા ની મદદ કરી. એણે કુહાડી ચલાવતા શીખી અને વૃક્ષો ને કાપવાનું શીખ્યો. પણ હવે એ સ્કૂલ જઈને ચોપડીઓ માં થી શીખવા માંગતો હતો.

જયારે એબ નવ વર્ષ નો થયો, ત્યાં એની જિંદગી અંધકાર માં ડૂબી ગઈ. "મિલ્ક સિકનેસ"નામની બીમારી થી એની માઁ નું મૃત્યુ થયું. એબે માઁ ની શબપેટી માટે ખૂંટા કાપ્યા. પણ એનું દુઃખ એટલું ઊંડું હતું કે એ એની માઁ નું નામ ન બોલી શક્યો.



એક વરસ જેમ-તેમ કરીને વીત્યું. પછી એના પિતા નવી પત્ની ની શોધ માં ગયા. એ ત્રણ બાળકો વાળી વિધવા ને સાથે લાવ્યા. એબ ની નવી માઁ બહુ દરિયાદિલ હતી. એણે એબ અને સારા ને પોતાના બાળકો ની જેમ જ પાળ્યા.



નવી માઁ પાસે ચોપડીઓ પણ હતી! ઘરકામ પૂરું થયા બાદ એ એબ ને ચોપડીઓ વાંચવા દેતી હતી. ઢીમચાં ની બનેલી એમની કેબિન, ફરી એક વાર ઘર બની ગઈ.

માઁ એ બાળકો ને ફરી સ્કૂલ મોકલ્યા. એબે નાની ખાલ અને રેકૂન ની ટોપી પહેરી. એણે એનો પહેલો અક્ષર એક પક્ષી ના પીંછા ની કલમ થી લખ્યો.

"અબ્રાહમ લિંકન ના હાથ માં હતી પાંખ ની બનેલી કલમ

એ કેટલો સારો બનશે

ખબર નથી સનમ."

એબ લાકડા ના પાટિયા પર સરવાળો-બાદબાકી શીખ્યો. પણ સૌથી વધારે એને વાંચવું, સ્પેલિંગ-બી જીતવું, મનગઢંત વાર્તાઓ બનાવવી અને કિસ્સા સંભળાવવા પસંદ હતા.



જયારે સ્કૂલ બંધ હોય, ત્યારે એબ બીજા ખેડૂતો ના ખેતરો માં કામ કરતો હતો. પિતા એબ ની કમાઈ પરિવાર માટે વાપરતા હતા.

એબ કુવા ખોદતો અને વૃક્ષો કાપતો હતો. પણ કામ કરતી વખતે પણ એ શીખવા માટે ઉત્કંઠિત રહેતો. જે કોઈ પણ એની વાત સાંભળતું એબ એને કહેતો, "જે વસ્તુઓ હું જાણવા માંગુ છું એ બધી પુસ્તકો માં છે."











એક વાર વરસાદ કેબીન ની છત માં થી ગળવા લાગ્યો અને એ ચોપડી ભીંજવી નાખી જે એબ એના મિત્ર પાસેથી ઉધાર લાવ્યો હતો. એ પછી તપતા તડકા માં એબે ત્રણ દિવસ મિત્ર ના મકાઈ ના ખેતર માં કામ કર્યું અને એ ચોપડી ની કિંમત ચૂકવી.

જયારે એબ હળ ચલાવતો ત્યારે એના પાછળ ના ખીસા માં હંમેશા એક ચોપડી રહેતી હતી. પ્રત્યેક ક્યારી ના અંત માં એ ચોપડી ને કાઢી ને વાંચતો હતો. એનો ઘોડો ચોપડી ના પાના ફરવાની રાહ જોતો હતો. એબ ને જોઈ ને પાડોશી પોતાનું માથું હલાવતા અને એને આળસુ કહેતા હતા.

પાડોશીઓને એ ચોપડી વાંચવાવાળો છોકરો સમજાયો નહીં. એબ ને પણ લાગ્યું કે હવે એને એ વેરાન વગડા માં થી ક્યાંક નીકળવું જોઈએ. લાકડા કાપવા અને હળ ચલાવવો એના સપના નો હિસ્સો ન હતા.




ઓગણીસ વર્ષ ની ઉંમરે એક માલવાહક નૌકા ને નદી ના નીચલા ભાગ માં લઈ ગયો. પહેલી વાર એણે જંગલ થી દૂર લોકો અને સ્થાનો ને જોયા. એણે કાળા પુરુષો, મહિલાઓ અને એના બાળકો ને જંજીરો માં બંધાયેલા જોયા. એમના માથા ઉપર એક ચિન્હ હતું લિલામી માટે.

કુહાડી અને હળ ની જેમ એક જિંદગી વેચાણ માટે? એબ જાણતો હતો કે ગુલામો ના માલિક થવું અન્યાયપૂર્ણ હતું.

એબ, ન્યૂ સેલમ, ઈલિનોઈસ માં જઈ વસ્યો. ત્યાં સો કે એથી થોડા વધુ લોકો વસતા હતા. એબ ને જનરલ સ્ટોર ચલાવવાના કામ પર રાખવામાં આવ્યો. લોકો ને એની એક વાત પસંદ હતી. એબે એક વાર ભૂલ થી કોઈ પાસે છ સેંટ વધારે લીધા. પછી "પ્રમાણિક એબ" એ પાછા આપવા માટે માઈલો સુધી ચાલી ને ગયો.



ઘણીવાર એબ ને એની કાબેલિયત મગજ થી નહીં, પણ શારીરિક શક્તિ થી સાબિત કરવી પડતી હતી. એબ ની સ્ટોર ના માલિકે એક ઉપદ્રવી ટોળકી ના નેતા સાથે કુશ્તી ની મેચ રાખી. અનિચ્છા થી એબ એ ઉપદ્રવી જેક આર્મસ્ટ્રોંગ સાથે લડવા તૈયાર થયો. અમુક લોકો ના કહેવા પ્રમાણે એબે જેક ને જલ્દી ફરસ પર પટકી દીધો. બીજા લોકો ના કહેવા પ્રમાણે આર્મસ્ટ્રોંગે એબ ને ચાલ ચાલી ને હરાવ્યો.







પણ જયારે જેકે એબ ની તાકાત જોઈ તો એણે એની સાથે હાથ મિલાવ્યા. અને આવનારા વર્ષો માં એ બંને ઘનિષ્ટ મિત્રો બન્યા.



અગ્નિપ્રકાશ માં એબે કોઈ શિક્ષક ની મદદ વગર કાયદા નો અભ્યાસ કર્યો. થોડા સમય માં એ અદાલત માં વકીલ બન્યો. એબે જોયું કે એના શબ્દો કોઈ માણસ ને મુક્ત કરાવી શકે છે અથવા એને જેલ માં મોકલી શકે છે. એણે જોયું કે શબ્દો, લોકો ની વિચારધારા બદલી શકે છે. જયારે એબે રાજનીતિ માં પ્રવેશ કર્યો ત્યારે એણે પોતાના શબ્દો થી એ ભૂલો પર પ્રહાર કર્યા જેને એ સુધારવા ચાહતો હતો. મિત્રો એ કહ્યું કે એને કોઈ સાર્વજનિક પદ માટે ચૂંટણી લડવી જોઈએ. એબે પહેલા કોંગ્રેસ અને પછી સેનેટ માટે પ્રયાસ કર્યો.



અંત માં એણે દેશ ના

સર્વોચ્ચ પદ માટે

ચૂંટણી લડી.



અબ્રાહમ લિંકન -

એક લાકડા ના ઢીમચાં ની કેબીન માં જનમ્યો.

સરહદ નો બાળક,

માથું પુસ્તકમાં -

અમેરિકા નો સોળમો રાષ્ટ્રપતિ ચૂંટાયો!

વેરાન જંગલ થી

વ્હાઇટ હાઉસ.

એ શબ્દો ની શક્તિ ને સમજ્યો

અને એનો યોગ્ય ઉપયોગ કર્યો.



સમાપ્ત